માન ભાવે-પ્રેમ ભાવે-વર્તવું જોઇએ-સર્વની સાથે હળીમળીને રહેવું જોઇએ.

૨૪૯. રાતદિવસ બ્રહ્મ સંબંધી ખુબ ધ્યાન કરવું. એકાન્ત ચિત્તે-એકાન્ત સ્થળમા-ધ્યાન કરવું. ધ્યાનમાથી જાગ્રત થાઓ તે સમયે કોઇ પણ લોક-હિતકર વિષયનું અનુષ્ઠાન કરવું. તેમ ન બને તો મનમા ને મનમાજ બોલવું કે: "જગતનું, જીવ માત્રનું કલ્યાણ થાઓ. **સર્વ જીવોની દૃષ્ટિ બ્રહ્મ-ધ્યાન પરાયણ થાઓ.**' એવો નિયમિત વિચાર તરંગ-પ્રવાહ વહેવડાવો, તેમ કરવાથી જગતનું કલ્યાણ થશે. કોઇ પણ સતકર્મ વ્યર્થ જતું નથી. તે સતકર્મ કર્મદ્વારા થશે કે સત્ વિચાર દ્વારા થશે તો પણ તેનું પરિણામ ઉત્તમજ થશે. એમા સંદેહ નથી. કેવળ ઉત્તમ વિચારોના તરંગ વહેવડાવવાથી મહાન્ કાર્યો સાધ્ય થાય છે, બને તો તેમ કરો. તમારા સત વિચાર-તરગના પ્રભાવથી કદાચ અમેરિકાના કોઈ મનુષ્યને ચૈતન્ય પ્રાપ્ત થશે. (અથવા પૃથિવિના કોઇ પણ સત જીવનું કલ્યાણ સધાશે.)

૨૫૦. કેવળ Abstract idea જીવનમાં અને કાર્યમા પરિણામ નહિં પામે એવા વિચારોથી સ્વ કે પરનું શું કલ્યાણ થશે? શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો જન્મોત્સવ વગેરે ઉત્સવો આદિ સતકાર્યની પ્રજાજનો માટે આવશ્યકતા એટલીજ છે કે તેઓમા સર્વોત્તમ ભાવનાનો ધીમે ધીમે વિસ્તાર થાય-તેઓમાં જ્ઞાન, ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ પ્રસરે અને સતકર્મ કરતા શીખે. હિન્દુઓના બાર મહિનામા તેર પર્વ આવે છે તેનો અર્થ એજ છે કે: તેઓ ક્રમશઃ ધર્મના મહાન તત્વો સમજવા પામે, તેમના હૃદયમા તે ભાવ પ્રવેશ કરે અને તેઓ સત્ કર્મ, સત્ વિચાર કરતા શીખે. સર્વ પ્રજાજનોમાં એક દોષ એ છે કે: તેઓ વ્રત મહોત્સવાદિની યથાર્થ ભાવના સમજ્યા વગરજ તેમાં મગ્ન બની જાય છે, તેથી પરિણામ એ આવે છે કે: વ્રત-મહોત્સવનો દિવસ વીતી ગયા પછી તેઓ પુનઃ તેવા ને તેવાજ રહી જાય છે. ધર્મ રહસ્ય નેતાઓ પણ ધર્મનાં બાહ્ય આવરણો, સત્ય ધર્મ અને આત્મજ્ઞાનને ગુપ્ત રાખે છે એ પણ તદન સત્ય છે. ધર્મ એ શું? આત્મા એ શુ? એમાનું કાંઇ પ્રજાજનો સમજતા નથી. સર્વ પ્રજાજનોએ પ્રત્યેક વ્રત-ઉત્સવનો મૂળ ધર્મ-રહસ્ય સમજવું જોઇએ. આનંદ

આહ્લાદ કરવો જોઇએ અને પોતે સમજે તે શ્રેષ્ઠ તત્વો બીજા બન્ધુઓને સમજાવા પ્રયત્ન કરવો જોઇએ.

૨૫૧. ભાવ સમાધિ અને નિર્વિકલ્પ સમાધિ એમ બે સ્વામિજી કહેતા કે:-કલ્પના કરો કે: એક મનુષ્ય હનુમાન જેવી ભક્તિ-ભાવનાપૂર્વક ઇશ્વરની સાધના કરે છે, તેની ભાવના જેટલી ગાઢ થતી જશે તેમ તેમ સાધકનું ચલન વલણ, ભાવ, અને શારીરિક અવયવો સુદ્ધા તેના જેવાજ થતા જશે. આભ્યન્તર પરિણામ પણ એ પ્રમાણેજ થાય છે. એ પ્રમાણેજ એકાદ ભાવનાનું અવલંબન કરવાથી સાધક ક્રમે તદાકાર-તેવોજ બની જાય છે. કોઇ પણ પ્રકારની ભાવનાની સર્વોચ્ચ દશા એનું નામજ "ભાવ-સમાધિ." કહેવાય છે. અને "હું દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી." એ પ્રમાણે ધારણા કરી નેતિ, નેતિ, કહેતા કહેતા જ્ઞાની-સાધક ચિન્માત્ર સત્તામા અવસ્થિત થાય તેનું નામ નિર્વિકલ્પ-સમાધિ કહેવાય છે. એકાદ ભાવના ગ્રહણ કરી તેમા સિદ્ધ થવા માટે અથવા એજ ભાવનાની સર્વોચ્ચ સ્થિતિએ પહોચવા માટે કેટલાએ જન્મપર્યંત યત્ન કરવો પડે છે. ભાવના-રાજ્યના રાજા મહારાજા તે અમારા શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ હતા તેમ છતા તેમણે પણ અશક ભાવનાઓમા સિદ્ધિ મેળવી હતી.

૨૫૨. "સભ્યતા" કોને કહે છે? એના ઉત્તરમા સ્વામિજી કહેતા કે: જે સમાજ અથવા જે જાતિ આધ્યાત્મિક ભાવનામા જેટલી અગ્રસર થયેલી હોય તે સમાજ અથવા તે જાતિ તેટલી સભ્ય સમજવી. નાના પ્રકારના યન્ત્રો અને કારખાના સ્થાપી ઐહિક જીવન-સુખ સ્વચ્છતામા વૃદ્ધિ કરવામા હોશિયાર હોય તે જાતિ વિશેષ સભ્ય થઇ છે એમ કદી પણ કહી શકાશે નહિ! વર્તમાન પાશ્ચાત્ય સભ્યતાએ, અન્ય પ્રજાઓમા હાહાકાર વર્તાવ્યો છે અને અનેક નિત્ય-ઉપયોગી વસ્તુઓનો દિન પ્રતિદિન દુકાળ પાડી દીવો છે! પરન્તુ ભારતીય-પ્રાચીન સભ્યતાએ સર્વ પ્રજાજનોને, ઐહિક આધ્યાત્મિક ઉન્નતિનો માર્ગ દર્શાવી, પ્રજાજનોનો અભાવ તદન દૂર કરવા જો કે સમર્થ થઇ ન હતી છતા તે સ્થિતિ અનેક દરજ્જે એ અભાવ ઓછો તો કરી શકી હતી વર્તમાન સમયે એ ઉભય સભ્યતાનો એકત્ર